# અંબિકાસ્તુતિ.



બનાવનાર,

જોશી ડાહ્યાલાલ મણિશંકર.

ઇસોડા તથા રામપુરાવાળા.

અમદાવાદ.

"આર્યોદય પ્રેસમાં" છાપ્યું.

સને ૧૮૯૫.

કિંમત ફક્ત એક આનો.

# અર્પણ પત્રિકા.



દસાડાના રહેવાશી શેઠ લલ્લુ નાગર તથા શેઠ લલ્લુ ઉજમશી તેમજ બજાણાના રહેવાશી શેઠ અમૃતલાલ છગનલાલ.

આપ શુદ્ધચિત્તે અહોનીશ અંબિકામાતાની શેવામાં તત્પર રહોછો, અને માતાજીની નવીન કવિતા અને પુસ્તક બહાર પાડનારને સારો આશ્રય આપો છો, તેમજ મારા તરફ હમેશાં નિર્મળ પ્યારથી જુઓ છો. તેથી આપની યાદદાસ્ત માટે આ લઘુ ગ્રંથ આપનેજ અર્પણ કરૂંછું. તે સ્વીકારી લેવા કૃપા કરશો.

લી. ડાહ્યાલાલ મધુશંકર જોશી

**રા. રા. પ્રિયભાઈ નથુરામ અંબારામ જોશી.**

**તથા ઓઝા પુરૂશોતમ રવજી. દસાડા.**

**અને રામપુરાના રહીશ રા. અદાભાઇ શવાભાઈ.**

આપ મારી સાથે ઘણોજ પ્રિતીભાવ રાખોછો અને મને જરૂરની વખતે જોઇતી મદદ આપવામાં તત્પર રહ્યા છો, તેથી આપ દિલોજાન મિત્રનો હું પુર્ણભાવથી ઉપકાર માનું છું.

લી. હું છું.

( આપનો લઘુભ્રાત કર્તા. )



૫૯૫૮

શ્રી.

અં. ન. નમઃ

# અંબીકા સ્તુતિ.

રાગ હિંડી.

હે અંબિકા આ અર્જ સુણો મારી,
શેવકને કરો ને સુખીયારી;
વારે વારે શું કહું હું વીસતારી. હે.
ગેહેર કરો ને માત હો અમારી,
કુળદેવી તુજને રૂદેમાં ધારી;
અહોનીશ કષ્ટ નાખજને વીદારી. હે.
દેવી છું ત્રણુ લોકની તું માતા,
શેવકને કરો ને સુખ સાતા;
ગુણુ શેષ આપના મુખ સેં ગાતા. હે.
સ્વર્ગ મૃત્યુ પાતાળ વાસ કીધો,
મુજ તરણુ શેવકને યાદ લીધો;
કઠણુ માર્ગ મુજને સરલ દીધો.
પાર ન પામે શેષ માતુ તારા,
દુઃખ કાપી કરો સઘ મુજ વ
આમ રતરૂપી સુખની છો
રૂપ તારૂં કોઇ કવી કે

લેખ લખતાં અનંત જુગ જાવે;
માતુ તોય પાર આપનો ન આવે. હે.
તરૂણને ડુંગર કરો હો માતા,
ડુંગર ને તરૂણ સુખ દાતા;
બ્રહ્માવિશ્નુ શીવ ગુણ તુજ ગાતા. હે.
અનંત અસુરોનો નાશ કીધો,
દેવ તણો જબરો પક્ષ લીધો;
અસુર મારી સરલ રસ્તો આપે કીધો. હે.
આપ ગુણ છે અનંત મુજ માઇ,
આપ સમાન બલીષ્ટ કોઇ નાંહી;
ત્રણ લોક રટે જેને મુખ માંહી. હે

૨. ગીત.

જય જગ માતુ મારી, કુળદેવી તુજને રૂદે ધારી.
લળી લળી લાગું પાય, સત્વર વેગે કરી મુજ વારી,
સુખદાતા છો માત, ભવતારણ ભણુ તુંને માતા;
શેવક શર્ણે આવે, હર્વે લાવી આપ કરો સુખ સાતા.

**૩ કેસરબા તમો તો ડાહ્યાં ને સુજાણ ઘણાં ]**

વીચારો જરારે માતુ સંભારો જરા,
ગો બાળક અજ્ઞાની છીએ છોરૂ તારા,
ગુણનો ન પાર હો વીચારો જરા. રે.
ને રટે રાણી આરાસુરી,
પાર હો વીચારો જરા. રે.
ગોતાં આપરૂહી જામી;

આપ ગુણના ભંડાર હો વીચારો જરા. રે.
રે સંભારો આપનો સમંધ હો વીચારો જરા;
અપરાધતારા લાખ માતુ મેંય કીયા,
દર ગુજર કરો માતુ હો વીચારો જરા. રે.
રે સુધારો આપનો સનેહ હો વીચારો જરા,
દંડવત દેવી આપ પાસ કરજોડી.
ઉભો અર્જ કરૂં આ વાર હો વીચારો જરા. રે.
વધારો આપનો સ્નેહ હો વીચારો જરા,
અહોનીશ તારૂં ધાન ધરે માતુ મારી;
મેલ્વો ગાંગજી રાવણુ નામ હો વીચારો જરા. રે.
રે વધારો આપનો સનેહ હો વીચારો જરા,
તેમની છું તુંતો કુળ દેવી માતુ મારી;
મન વાંચ્છીત પુરો કામ હો વીચારો જરા. રે.
વધારો આપનો સનેહ હો વીચારો જરા.

**૪. હે ચાંપરાજ, હે ચાંપરાજ. એ રાહ.**

સુણો માતુ મારી. ૨. હું વિનતી કરૂં આ વાર.
અમરત નજર રાખજો, પુરો લાવી પ્યાર,
મારે મદદ તમારી, ૨. તે જાણો છો જુગ માય;
પુત્ર જાણો પરમેશ્વરી, ભવ સંકટ સર્વે જાય.
હું તારો ગુલામ. ૨. લલ્લુ નાગર મુજનામ,
દાશ દાશાનું જાણીને, સુધારો સરવે કામ;
મારે ઓથ તમારી. ૨. જાણું છું માત આવાર.
જમ માતું હે આશરી, તુજ શેષ ન પામે પાર,

મુજ અલ્પ બુદ્ધિ. ૨. હું કરૂં આખ્યાન;
નજર તારી માતથી હું કરૂં આપ ગુણ ગાન.

### ૫. રાગ આશાગોડી.

નમું હું વારમવાર નારાયણી નમું હું વારમવાર,
આપ ગુણના ભંડાર, નારાયણી નમું હું વારમવાર;
અનજળ ફળ ફુલ આપે બનાવ્યાં.
પવન પાણી અતીસાર, નારાયણી નમું હું વારમવાર.
માતુના ગર્ભ માંહી, રક્ષણ કીધું;
વેગે કરી મુજવાર, નારાયણી.
દંત વિનાનાં ને, દુધજ આપ્યું,
ચિંતા તુજને અપાર. નારાયણી.
સુખદાતા છો માતુ અમારી;
અમરત દ્રષ્ટી આપ. નારાયણી.
નામ સમરતાં નાશજ પામે;
દુખ કર જેહ નાદાન. નારાયણી.
આપને શ્રર્ણ માત હું આવ્યો;
મનવાંચ્છીત પુરો કામ. નારાયણી.

### હિંડી.

આરાસુરમાં અંબીકા તું ગાજે,
આનંદ ઓધ્ર આવે મુને આજે;
રાજેશ્વરી રાખજે મુજ લાજે. આરા.
ત્રણ રૂપ તારૂણી તણાં તો થાય,
પ્રાતઃકાળે બાળીકા કેવાય;

મધ્યાને પુખ્ત ઉંમર તુજ થાય. આરા.
સાંજને સમે વૃધ રૂપ લીધું,
શેવકનું દારીદ્ર ચુર્ણ કીધું;
એતો પ્રતક્ષ માતુ છે આપને શીધું. આરા.
મુગટ માથે મણી મય છાજે,
રાજેશ્વરી આરાસુર બિરાજે;
કર-કર શેવકને યાદ આજે. આરા.
કેમ વીસરી ગયાં હો માતુ મારી,
કુળદેવી તુંને હું રહું સંભારી;
વેગેં આવી કરી માત મુજ વારી. આરા.
શણુગાર શું હું આપનો કહાવું,
આજ આનંદ ઓઘ મનમાં લાવું;
શીશ આપ કદમ માત હું નમાવું. આરા.
ખમા ખમા કહી શીર હાથ થાપો,
મનવાંચ્છીત ફળ મુને આપો;
બંધન અનંત ભવનાં આપ કાપો. આરા.
ઇંદ્રાસન આપવાને શક્તિમાન,
ખરા ભાવથી જો કરે ગુણ ગાન;
તો તો દારીદ્રીપણુ થાય શક્તિવાન. આરા.
સાધારણ મનુષ્યને જો કહાવે,
તોય બનતી મદદ તેની આવે;
માતુ ગાનથી પુરણ ફળ પાવે. આરા.

## ગીતી.

આરાસુરમાં અંબા, જગત બધામાં જ્યોતી તુજ જામી.
જયદેવી જુગતંબે, અનેક ગુણ છે આપ બહુ નામી,
બ્રહ્મા, વિશ્નુ, શીવ, રાણુ કરેછે રાણી આરાસુરી;
આપ ગુણ અનેક, વર્ણવા કેમ ચાલે મતી મારી.

## ઇંદ્ર સભા.

માતુ મારી દીલ ધારી વિનતી સુણો રે,
ભગતવત્સલ ભવાની સહાય કરોરે. માતુ મારી.
આપ પાય પડી હું શરણ માગું રે,
લળી લળી આપ પાય માત લાગું રે. માતુ.
સંસાર સાગર આ હું દુખી જાણું રે,
માતુ નામ સત્ય સાચું એજ નાણું રે. માતુ.
ત્રણ લોક તારણ તું છે સુંદરી રે,
શુદ્ધ ગુણની તું માત ખાપ પુરી રે. માતુ.
એવી માત તું મને દરશન આપ રે,
સંકટને સમે તો સઘ મદદ આપ રે. માતુ.
દાસ તાહરે હો માતુ શરણ થાય રે,
નજર રાખો તો ભવ સંકટ જાય રે. માતુ.

## રાજાજી શું કરો સાહસ. એ રાહ.

માતુ મારો મેહેર કરીને, અર્જ સુણો આ વારી રે.
માતુ મારી મેહેર કરીને.
દરશન કારણ દેવ દયાળુ, તલખું વારમ વારી રે. મા.
સમરથ છો માતુ મારી, કુળદેવી રૂદેમાં ધારી રે મા

શિષ્ય સઘળા શર્ણે આવીને, વિનતી કરે છે આ વારીરે મા.
પરમા ત્રીયલોકમાં ભારી, આપ ઉદાર સુખકારી રે. મા.
આરાસુરમાં અંબીકા ગાજે, ચુંવાળ બહુચર બાળી રે. મા.
મયાસુરને માત તેં માર્યો, અસુર નાખ્યો વીદારી રે. મા.
જાત્રા સારૂ જન દુરથી આવે, સંઘ કાઢી સાહુકારી રે. મા.
બાધા કારણ બહુ જન આવે, સુખી થએલ નર નારી રે. મા.
મનવાંચ્છીત ફળ આપે છે માતુ, ભયો કરતાં બહુ ભારીરે. મા.
અરજ કરૂં આરાસુર રાણી, વેગે કરો મુજ વારી રે. મા.

## પ્રીતમ મારા નાશી ગયા શું એ રાહ.

માતુ મારી વીસરી ગયાં શું, પુત્ર જાણી કરો મુજ વારી. મા.
અસુર સંહારક કોમળ દેવી, માતુ તુજપર જાઉ બલીહારી.
આપ ગુણ અનેક છે બાઇ, જગ જ્યોતી છે અંબા અાશ.
સાગરમાંથી નાવ તેં તાર્યાં, માલ રાખ્યો નાવમાં અપારી.
મયાસુરને મસળી નાંખ્યો, દૈત સઘળા નાખ્યા સંહારી.
આરાસુરમાં અંબા ગાજે, ચુંવાળ બહુચર તું સુખકારી.
દક્ષિણ દેશમાં તુળજા તું છે, પાવાગઢમાં ગરકે મા કાળી.
નવરાતરમાં ગરબા ગાવા, બેનો રાશ રમે સુખકારી.
એવા માતુ દયા કરીને, દરશન દો મુજને આ વારી.

## રાગ કલ્યાણ.

જય માતુ જગ જ્યોતી, છે ગહન તુજ ગતી;
અર્જ આપ પાસ કરી, માગું સન્મતિ.
ત્રણ લોકમાં વાસ તાહરો, કોઇ ન પામે પાર;
ભોળી જાણી લોક ભજે છે, સમ દ્રષ્ટી અપાર. જય

આરાસુરમાં અંબા ગાજે, રૂપ ગુણ અપાર;
સિંહ તણી સ્વારી બહુ ભારી, રટે સહુ નરનાર. જય.
અલ્પ મતી છે માતુ માહરી, જાણો છો જગ માય;
ભૂલ ચુક ક્ષમા કરો જેમ, હીત માહરૂ થાય. જય.

**હિંડી.**

શણગાર શું હું આપનો કહાવું,
આનંદ અંગમાં અતીશે લાવું;
માતુ પ્રતાપે બીંદુ ગાફક ગાવું. શણ.
નાકમાં નકવેસર બિરાજે
કાનમાં સુંદર કુંડળો તો ગાજે;
માતુકંઠમાં અનંત રત્ન છાજે; શણ.
હીરાતણી મુંદ્રીકા અતી પ્યારી,
એ વીના બીજા અનંત શણગારી;
જડાવનાં જેવર દીસે સુખકારી. શણ.
ઉર વીશે નીલમના છે હાર,
તેજ તણી આપેછે માતુ બાહાર;
કેટલુંક કહું આવે કેમપાર. શણ.
ચંદનચુડી આપકર માંહી,
વેઢપેરી લીધા દશે અંગુઠી માંહી;
માતુ નીરખતાં કસર રહે નાંહી. શણ.
કાંબી કુકલાં વિછુવા સુહાવે,
હેમ તણાં છ વીંટીયાં મન આવે;
અનંત કોટી શણગારપાર નાવે. શણ.

ભાલમાં ચાંદલો ચંદ તો લાજે,
ફુલગુલાબી રંગની ઓઢણી છાજે;
સિંધસ્વારી કરી આરાસુર ગાજે. શણુ.
મદદ માગતાં કરે છે વારી,
ધન્ય ધન્ય માતુ અંબીકા તું મારી;
બેડો સમુદ્રથી લીધો તેં ઉગારી. શણુ.

ગીતી.

ડુંગરમાં તું દેવી, પ્રગટી પોતે આરાસુર રાણી.
પરચા આપ્યા પોતે, સત્ય શેવકને શિષ્ય આપ જાણી,
મયાસુરને માર્યો, અસુર પક્ષ નાશ કર્યો માતા;
અકળ ગતી છે તારી, ત્રણ લોકની માત સુખ દાતા.

હિંડી.

વાણુ વાણિયાનાં સાગરમાં તાર્યો,
માલ અનંત પ્રાણીઓ ઉગાર્યાં;
તેહ દુનિઆમાં નથી કયાંઇ અજાણ્યાં. વાણુ.
એવી રીતના દાખલા અપારી,
કણુ માત્ર વર્ણવા મતી હો મારી;
જરાક થયું તે માતુ મદદ તારી. વાણુ.
હવે લળી લળી આપ પાય લાગું,
અહોનીશ નજર રાખો એહ માગું;
આ સંસારમાં હું અહોનીશ જાગું. વાણુ.
એહ આપજો હો માત પ્રીય મારી,
દારીદ્ર કાપી કરો સુખીયારી;

અને છેલ્લી વારે માત લેજો તારી. વાણુ.
અલ્પ બુદ્ધિથી આ અર્જ આપ કીધી,
સમ્પૂર્ણ હર્ષ લાવી આજ દીધી;
ભૂલ ચુક માફ કરો માતુ વીધી. વાણુ.
દાશ દાશાનો માતુ મુને જાણો,
મણુશંકર સુત ડાહ્યો પરમાણો;
તેને માતુ મન માંહી આપ આણો. વાણુ.
દસરથ પુરી માતુ મુજ ઠામ,
શેઠ લલ્લુ નાગર લલ્લુ ઉત્તમ નામ;
બજાણામાં અમરતલાલ નામ. હે.
તેમની છું કુળદેવી તું તો માતા,
આપ પ્રતાપે થાય સુખ સાતા;
રિદ્ધ શીદ્ધિથી રાખજો રંગ રાતા. હે.
ઉઠો ઉઠો માતુ હવે વારે આવો,
શેવક અર્જ મન માંહી લાવો;
ઇચ્છા એવું ફળ આપ પ્રતાપે આવો. હે.
સવંત ઓગણી પચાની સાલ,
માસ ચૈત્ર પક્ષ કૃષ્ન શનીવાર;
દાસ ડાહ્યાને આવ્યો અતીશે પ્યાર. હે.

## ગીતી.

માગું માજી એહ, અહોનીશ મુજપર કૃપા કરો ભારી.
ભવસાગર હે માતુ, સુખથી પાર ઉતારો માતુ મારી,
સંકટ શેવક શર્ણું, આવતાં નાસે નામ આપ જાણી;
સુખદાયક છો માતુ, સર્વ ગુણ સંપન્ન માતુ તું છે શાણી.

**ગજલ.**

માતુ મારી દિલ ધારી વિનતી સુણો રે,
મુજ અવગુણ અપાર આપ અનેક ગુણો રે.
સંસાર સાગરમાં છો સાચું નાણું રે,
માજી નામ મોટું જગમાં હું જાણું રે.
ગુપ્ત ચિંતા મારે માતુ એહ વિચારો રે,
સંસારમાં સુખી રાખી પાર ઉતારો રે.
અઢારે ભૂજાઓ માતુ ધરો શીર પરે,
ક્ષમા વાણી કહી આશિષ દો માતુ ખરે.
રાત દિવસ જાપ તારા જપું માત રે,
માતુ મારી અંબા આદ્ય ખરે વિખ્યાત રે.
માતુ તારૂં નામ સુણી સંકટ નાસે રે,
કામ ક્રોધ મદ મત્સર મોહ ત્રાસે રે.
આરાસુરમાં અંબા જગત બધે જાણી રે,
ગુહ્ય ગુણ આપ માત તું છે શાણી રે,
અકળ ગતિ તારી માત પાર ન આવે રે;
બ્રહ્મા વિશ્નુ શીવ ભલે ગુણ ગાવે રે.
આપ નામ સુણી શેષ શાન્ત થાય રે,
તેત્રીસ કોટી દેવ તારા ગુણ ગાય રે;
એવી માતા આરાસુરી નજર રાખજો.
સુખી સુખી સુખી સેવક. વાણી ભાખજો.

**ગીતી.**

આપ ગુણ અપાર, ગણના કરતાં શેષ જાય હારી;

અલ્પ છબછું માત, કથન કરવા કોણ મતિ મારી.
સો વાત નકી વાત મેહેર, રાખજો માત તમે મારી;
દુખ દરિઆમાં માતુ, અહોનીશ મયે રાખો સુખાકારી.

**દેવી અષ્ટક.**

જય જય જગ મૈયા, જગ રખવૈયા,
તુજ પય પૈયા શિષ નૈયા;
અજ અલખ, જપૈયા.
સેવત સૈયાં દેવત દૈયાં બલદૈયાં.
લેવત લખલૈયાં, જાપ જપૈયાં;
ભનતે ભૈયા, સુખ કંદા.
જય જય જગ દંબા, નકરો વલંબા,
કરી કર લંબા, જગદંબા;
જગ જ્યોતી જવાલા, અધર પ્રવાલા.
મોતન માલા, મનીયાલા,
સિંહ મતવાલા, ક્રોધરીશાળા;
કેશરીયાળા રળીયાળા.
લોલક લાલા, હાર રસાલા,
વેસર તાલા, ફદજંદા, જય જય;
જગ જનુની કાવે, ગુણી જન ગાવે.
શિષ નમાવે, સુખ થાવે.
ભીડ ભગ જાવે, તખ્ત બુઝાવે,
ભવ ભજ ભાવે અન ભાવે;
સુરનર મુની ગાવે ધ્યાન લગાવે.

મન ફળ પાવે ઇચ્છંદા, જય જય,
ત્રીસુળ સુહાવે, ખડ્ગ ખટકાવે;
શંખ ચક્રાદિ કર સાવે.
મુગટ ધરાવે રત્ન રસાવે,
હરી હર ભાવે મન ભાવે;
સુરનર મુની ગાવે.
ધ્યાન ધરાવે, મનફળ પોવ ઇચ્છંદા, જય જય.
મહાકાળી કાવે, લક્ષ્મી લાવે;
સરસ્વતિ સાવે, મન સાવે.
ધ્યાન ધરાવે, જાપ જપાવે રટણુ રટાવે,
તન આવે, દુઃખ દળદર જાવે;
અભર ભરાવે કીર્તી કરાવે.
છા જંદા. જય જય.

## ગીતી.

નિત્ય નિત્ય ચિત્તે લાવી;
ભાવી દુભાવે ભાવ થકી ભજતાં.
દળદર દુઃખ ને કષ્ટો
શેવક જનને સ્વપ્ને નથી મળતાં.

## આરતી.

જય દેવી દેવી, ૨. સુરનર મુનીવર ગાવે.
કળી ન શકે કેવી, જય દેવ દેવી,
સ્વર્ગ મૃત્યુ પાતાળ વાસ બધે કીધો વાસ.;
દાશ દાશનું જાણી. ૨. મુજ કર ગ્રહી લીધો. જય.

સુખ દાતા છો માત, જગત બધે જાણું. જગત.
આપ સમું નહીં કોઇ. ૨. આપ સાચું નાણું. જય.
સંકટ સમયે દુઃખ શેવકનાં કાપે. શેવક.
મનવાંછીત મમ માયા, તુરત ફળ આપે. જય.
દર્શન દો દયાળ દીન વદું વાણી વિનવું.
જય દેવી જુગતંબે. ૨. સાચો શેવક જાણું. જય

**શ્રીરસ્તુ. તથાસ્તુ. અસ્તુ.**

